૨૩૯૧

# સવાઈ ઠગનો રમુજી ફારસ*

## અંક ૧ લો.

## પ્રવેસ પહેલો.

—❧—

### સ્થળ—પાનાચંદ શેઠનું ઘર.

(પાનાચંદ સેઠ પલંગ ઉપર સુતાછે ને હાય વોય કરેછે ને તેનો છોકરો મોતીચંદ પાસે બેઠો છે ને પુછેછે.)

મોતીચંદ==બાપા તમે આમ હાય વોય શું કામ કરોછો.

પાનાચંદ==બેટા મારો જીવ બહુ ગભરાય છે હવે તુ મારી પાસેથી આઘો જઈશ નહીં હું તારો બાપ હવે નથી તુને ખરૈ ખર કહું છું.

મોતીચંદ==બાપા કંઈ ફીકર કરવી નહીં ને શરીર સુખ દુખ થતું આવે છે. બાપા તમે કંઈ ખાશો.

પાનાચંદ==બેટા લાવ થોડુંક દુધ ને ભાત ખાઇ લઊં.

મોતીચંદ—અહીં સાંભળેછેકે,

ચંચળવહુ—શું કરવા બોલાવોછો પ્રાણનાથ.

મોતીચંદ==બાપા સારૂ ખાવાનું લાવ. (ખાવાનું લાવીને)

ચંચળવહુ—આ લો ખાવાનું તમારા બાપાને ખવરાવો નહીં તો તમારો બાપો મરી જાશે તો ઢાંકણનો કાંઠો ઉજડ થઈ જાશે.

મોતીચંદ—શોક છાગીમાગી બેશાગી.

પાનાચંદ==બેટા મારે કંઈ ખાવુ નથી. મારો જીવ બહુ ગભરાય છે.

મોતીચંદ==આશી તું અદા પાશે બેશ અને હું દાક્તરને જલદી તેડીને આવુંછુ (મોતીચંદ દાક્તરને તેડી લાવેછે.

દાક્તર==મોતીચંદ શેઠ એ તમારા બાપ લગતા કયા.

મોતીચંદ—હાજી દાક્તર સાહેબ એને દરદ શુંછે તે જોઈને દવા આપો.

દાક્તર--ઉસકુ ગરમીકા રોગ હુવા હે સુના.

મોતીચંદ==ત્યારે એને શું દવા દેશો સાહેબ.

દાક્તર--ઉસકું દો તોલા સુમલ દેદે,

મોતીચંદ==દાક્તર સાહેબ હવે પધારો.

દાક્તર--અમારી ફીકે રૂપીએ કાઢો.

મોતીચંદ==હમણાં તમે જાઓ પછી વાત (દાક્તર જાયછે ને મોતીચંદ પોતાના અદાને પુછેછે ) અદા તમારો જીવ કેમ જાતો નથી શેમાં ભરાયો છે.)

પાનાચંદ--બેટા મારો જીવ જાય જો હું કહું તેમ તું કરે તો જીવ હમણાં જાય.

મોતીચંદ=અદા તમે કહો તેમ કરવાને હમણાં તૈયાર છું.

પાનાચંદ—બેટા જે કોઇ દુનીઆમાંથી ઠગીને પૈસો લાવતા હોય તેને તું ઠગીને પૈસો લાવીને મારી

પછવાડે ખરચ કરેતો મારો જીવ જાય.

મોતીચંદ=લો એ ખાવાનું હુંતલને પાણી આપુછું હવે તમારો જીવ શાંત કરો. (મોતીચંદ પોતાના બાપના માંમાં પાણી દીધું કે તરતજ મરી ગયો ને સારવે સગાં વહાલાં ભેગાં થઈને પાનાચંદને ઠેકાણે કરી આવેછે. )

---

## પ્રવેસ બીજો.

સ્થળ રસ્તો.

( મોતીચંદ દાખલ થાય છે )

મોતીચંદ==( વણઝારા ગરજે ચઢીને ઉતરે =એ રાહ.

બાઈ ભુતીને ધન જે ભેગું કરે,
તેને ઠગીને લાવું હું મારે ઘરે;
પીતા મારાને પાણી દીધું છે,
વચન પાળવું મારે ખરે રે.
બાઈ ભુતીને ધનજે ભેગુ કરે,
તેને ઠગીને લાવું હું મારે ઘરે.

એ ઈશ્વર હવે તું ચાય તે કરજે તારા શીવાય અમારૂં કોઈ છે નહીં.

---

## પ્રવેસ ત્રીજો.

સ્થળ જંગલ.

( કુવા ઉપર બેઠાં પુરીને કેટલીક સ્ત્રીઓ ગીત ગાયછે )

## ગરબી.

સ્ત્રીઓ—આવો બેની ગીત ગાઈએ આજ પ્રીતરે.
ગાઈએ આનંદ ઉ જે એ રીતે—આવો બેની
શુભ મોહુરતનો દીન આજેરે;
આવ્યાં પાણી ભરવાને કાજેરે,
ઈશ્વર રાખશે આપણી લાજે.—આવો બેની

જાતીચંદ—આ સ્ત્રીઓ કોના ઘરની હશે માટે જોઉંતો ખરો શું વિચાર કરે છે બોલવું નહીં.

સ્ત્રીઓ—જુઓ જુઓ આ સામેથી કોઈ પરદેશી આવે છે પણ વેસથી ભરપૂર જણાય છે માટે જલદીથી ચાલો આપણે ઘેર જઈને આપણા સ્વામીનાથને ખબર કરીએ કે જલદીથી તને મળીને આપણે ઘેર તેડી લાવે નહીંતો બીજાને ખબર પડશે તો આપણા હાથમાંથી શીકાર જતો રહે માટે જલદીથી ચાલો. ( સર્વે સ્ત્રીઓ જાય છે. )

## પ્રવેશ ચોથો

સ્થળ ધુતારાનું ઘર.

( ચારે ભાઈ બેઠા છે ને વાત કરે છે. )

સેપો=ખુમાણ ભાઈ હમણાં કંઈ શીકાર આવતું નથી.

ખુમાણ—સેપા ભાઈ હુંજ પણ એજ વીચાર કરૂં છું.

સોઢો—આલાભાઈ વીચાર કરવાથી શું થાય વારૂ.

આલો==સોઢાભાઈ આપણો વીચાર કંઈ કામ લાગતો નૂ

થી શ્રી ઠાકોરજી કરણ તે ખરૂં છે.

ભોપો—આલા તારી વાત મને બહુજ ગમી. ( એમ ચાર જણ વિચાર કરે છે એટલામાં તેની સ્ત્રીઓ પાણી ભરીને દાખલ થય છે. )

સ્ત્રીઓ—વીચાર શું કરો છો; ઉઠો જલદી એક શીકાર આવ્યો છે તેને તેડી લાવો તો આપણું કામ થાશે.

ચારેભાઇ—ક્યાં છે શીકાર બોલો જલદી.

સ્ત્રીઓ—અમને રસ્તામાંજ મળ્યો હાશે માટે જલદી જાઓ

ચારેભાઇ—હા ઠીક છે આ જઇએ છીએ.

---

## પ્રવેશ પાંચમો.

### સ્થળ રસ્તો.

(ચારેધુતારા દાખલ થાય છે ને મોતીચંદ રસ્તામાં ઉભો છે તેને રામ રામ કરે છે.)

ચારેભાઇ—અરે ભાણેજ તું રસ્તામાં કેમ ઉભો થઇ રહ્યો તુને આપણા ઘરની ખબર નહોતી, પણ હવે ઠીક થયું. આપણે ભેગા થયા ચાલો હવે ઘેર—

મોતીચંદ—મામા મને તમારીતો ખબર છે પણ ઘર નહોતુ જોયું તેથી વીચાર કરવા લાગ્યો. એટલામાં પુછુંછું ત્યાં તમે મને ભેગા થયા તો ઠીક થયુ.

## ગાયન

મારભાઇ=ગોમતી માત તારે આશરે અ.વીને પડીયાં-એ રહુ
ભાણેજ બાપુ તને આમ ઘેર આવ્યા છો આજ.
અમારાથી બનતી શેવા કરીશુ તમારી.

મોતીચંદ=મામા ઓ મામા તમ શીદને તસ્દી લોછો! આ
મારી શેવાનું કાંઇ તમને કામ નથી (એટલામાં
મેપાણી શ્રી દાખલ થાય છે તેને જોઇને) મામી
મામી.

મેપાણીશ્રી—કોણ છે

મોતીચંદ—ભાણેજ તમારો.

મારેશ્રી=આવો ભાણેજ બાપુ ખુશીમાં તો ઘેરા સઉ ત્યાં
હીમ ખીમ છે..

મોતીચંદ=હા મામી તમો ખુશીમાં છોની,

મો—અરે અલી હવે તારા ભાણેજ સારૂ રસોઇ તો કર

મેપાણીશ્રી=ભાણેજ બાપુ સું તમને ભાવે છે કહો કહોતો
લાપશી કરૂં કે કંસાર કરૂ જે તમારી મરજી હો
ય તે કરૂં.

મોતીચંદ—મામી તમારી મરજી આવે તેં કરો મનેતો બધું
ભાવશે.

મેપાણીશ્રી=ચાલો ત્યારે ઘર રસોઇ તૈયાર કરીએ.

## પ્રવેસ છઠો

સ્થળ મહેલ.

(મેપાની સ્ત્રી ઘરમાં રસોઈ કરી તેમાં ઝેર નાંખી તૈયાર કરી રાખે છે ને પછે ચારે જણ મળીને ચોપાટ બાજી રમવા બેશે છે એટલામાં મેપાની સ્ત્રી દાખલ થાય છે

મેપાનીસ્ત્રી—અરે,રસોઈ તૈયાર થઈને હવે રમવા કેમ બેઠાછો

મેપો=ઠીક થયું તું રસોઈ તૈયાર કરી લાવી તો હવે ચાલો જમી લઈએ.

મેપાનીસ્ત્રી=તમે ચારે જણ મળીને આટલું જમી જાઓ. હું ભાણેજને સ.રૂ નોખું લાવી છુ તે એકલા જ મશે (એમ કહી તેમાં ઝેર નાંખી આપે છે) લો આ તમો ખાઓ ને હું તમારી પાશે બેસુંછુ હવે ભાણેજ તમે જમો

ચારેમળીને—ભાણેજ તમોને ભુખ લાગી હશે તમે જમોને એમ પણ જમવા બેશીએ છીએ.

મોતીચંદ=મામા હું એકલો જમવા કોઈ દીવશ બેસતો નથી તેનું કારણ તમોને સમજાવું પેલાં હું મારા દાદા ભેગો જમવા બેસતો હતો ને દાદા મરી ગયા છે હું બહુ ભેગો જમવા બેસતો હતો તો એકલા મને ભાવે નહીં કાંતો તમે મારા ભેગા જમવા બેસો નહીંતો મારી મામીને જમવા બેસારો તો હું જમવા બેસું=

ચારેમળીને=શું ભાણેજ તમારો દાદો મરી ગયા અરે રા
મ રામ બહુજ ખોટું થયુ અમને તો તમે સમાચા
ર પણ મોકલ્યા નહીં હશે જે બન્યું તે ખરૂં (પો-
તાની સ્ત્રી કહે છે.)

મેપો--પ્યારી ભાણેજ સારૂ બીજુ લાવ આ ખાવાનું ટરી
ગયું હશે.

મેપાનીસ્ત્રી--બીજું તમને ખાવાનું લાવી છઉ તમો સર્વે
ને તમારે ભાણેજ ભેગા બેસો, ( રશોઈ ઘરમાં
થી બીજી લાવીને સર્વને પીરસી ને જમીને ઉઠા ને
પાન સોપારી ખાય છે )

ચારેમળીને--ભાણેજ હવે ચાલો આસવડી આરામ લઈએ
તમો થાકી ગયા હશો.

મોતીચંદ=મામા ચાલો બે ઘડી સુઈ જઈએ.

( સર્વે સુઈ જાય છે ને મોતીચંદ બેઠા થયો )

ચારેમળીને=કેમ ભાણેજ બેઠા થયો ઊંઘ નથી આવતી શું

મોતીચંદ--મામા મને તો શોકનું બહુ કરડે છે હુંતો બે
ઠો રહીસ.

ચારેમળીને==ભાણેજ બેઠા બેઠા રાત કેમ જાશે ત્યારે
આપણે કાંઇ વાત કરશું.

મોતીચંદ--હા મામા કાંઇ વાત કરીએ પણ કાંઇક સરત
કરીએ.

ચારેમળીને==ભાણેજ તમો જેમ બાલો તેમ કરીએ

મોતીચંદ—મામા સાંભળો ત્યારે તમે વાત કરોને હું ના ક
હું તો રૂ૫૦૦) તમોને દઉ ને હું વાત કરૂને ત
મો ના પાડો તો તમારી પાસેથી રૂ ૫૦૦ ) લઉં
એ કબુલ છે ને તે રૂપીઆ કબુલ હોય તો વી
ઠલદાસને શાહીદી આપો કે જો તમો ન આપો
કે હું ન આપુ તો વીઠલદાસ જામીન કેમ છે
કબુલ.

મોરેમજીને=ભાણેજ તેં કહ્યું તે કબુલ છે.

મોતીચંદ=મામા તમે એક જણ વાત કરો પેલા; પછે બીજો
વાત કરવા બેશે.

મેપો--ભાણેજ પેલા હું વાત કઈ હાજી તુ સાંભળ.
હું એક વખત જંગલમાં ફરવા ગયો હતો ત્યાં એ
ક મોટું તાડનું ઝાડ છેટેથી મેં જોયું, હું તો ચા
લીને તે ઝાડ પાસે ગયો ત્યાં એક બકરી પોતા
ના આગલા બે પગ ઝાડ ઉપર રાખ્યા ને પાછલા
બે પગ જમીન ઉપર મુકીને તે ઝાડ ઉપર કોઈ
જાતની વેલ ચડી હશે તે બકરી ખાતી હતી એ
વું મેં જોયું. કેમ ભાણેજ ખરી વાત કે ખોટી વાત.

મોતીચંદ--હા મામા તમે જે વાત કહી તે ખરી વાત છે,
સાંભળો તાડનું ઝાડ કુવાની અંદર ઉગ્યું હશે ને
તેની ટોચ કુવાની જમીન બરાબર હશે જમીન
ઉપર પગ મુકી શકે કારણકે જમીન ને તાડ બેઉ

સરખા ભાગમાં થયા એટલે બધકગી ચારો કરવા લાગી હશે કેમ મામા આ ખરી વાત છે કે-

મેપો—હા ભાણેજ ખરી વાત ભાણેજ તું તો બહુ હુંશીઆર છે તને કેમ ખબર પડી.

મોતીચંદ = મામા હવે આડી વાતો રહેવાદો ને રૂ૫૦૦) આપો તમો હારી ગયા (રૂ૫૦૦ લઇને એકને રજા આપે છે ને બીજાની વાત સાંભળે છે- મામા તમે કરો વાત-

ખુમાણ—ભાણેજ સાંભળ અમારા દાદા બહુ મોટા માણસ હતા તે એક દીવશ માહાદેવજી પરસન કરવા ગયા ત્યાં એક વડનું ઝાડ હતું તેમાંથી અમારા દાદાએ એક ડાળખી તોડી લીધી ને ઘેર આવ્યા પછે તે ડાળખી કુંડીઆમાં એક ખુણે વાવી ને તેને રોજ પાણી પાવા લાગ્યા થોડાક દીવશ થયા કે મોટું ઝાડ થયું તેમાંથી ચાર ડાળુ મોટી થયું તે માંથી એક ડાળ ઉતરમાં ગઇ બીજી દક્ષીણમાં ગઇને ત્રીજી પુરવમાં ગઇ ને ચોથી પશ્ચીમમાં ગઇ એવું મોટું ઝાડ થયું કેમ ભાણેજ ખરી વાત કે ખોટી-

મોતીચંદ = મામા તમે વાત કહી તે સાચી વાત છે મારા દાદા એક દીવશ વાત કરતા હતા કે મને કેવા લાગ્યા કે તારા મામાને ઘેર એક મોટું વડનું ઝાડ હતું તે

ની ડળો ઠેઠ કાશીના ઝાંપા સુધી લાંબીઓ હતી ને જ્યારે કાશીએ જાત્ર: કરવા ગયા હતા ત્યારે એ વડની ડાળનાં શીબા નીચે ઠેઠ કાશી સુધી ચા લવા ગયા એમ મારા દાદા વાત કરતા હતા માટે તમે જે વાત કહી તે ખરી વાત છે મામા.

ખુમાણ—ભાણેજ તું બહુ હુંશાર થયો હો

મોતીચંદ—હા મામા બધું ઠીક છે. તમે રૂ૫૦૦)લાવો (રૂ (૫૦૦) લઈને બીજાને રજા આપેછે ને ત્રીજા-ની વાત સાંભળે છે) મામા તમે હવે વાત કરો હું સાંભળુંછું.

સોઢો—સાંભળ ભાણેજ હું તો એક નાની વાત કહું અમારા ગામમાં એક દરજી હતો તેને સો ગજ નાક હતું કેમ ભાણેજ ખરી વાત કે ખોટી વાત દે જવાબ

મોતીચંદ—હા મામા ખરી વાત કહી તમે ખોટું શાથી? દરજીને તો સો ગજ કાતર અંગોડી નાક કાન સરવે હોય ને જો નાક ન હોય તો દરજી નકટો કહેવાય માટે મામા તમારી વાત સાચી છે

સોઢો—ભાણેજ તારા જેવો તો હુંશાર કોઈ નથી તારે શું હોકો પીવો છે

મોતીચંદ—ના મામા મારે હોકો પીવો નથી તમે આડી વાત કરવી રહેવા દો ને રૂ૫૦૦)લાવો રૂ૫૦૦ લ) ઇ ત્રીજાને રજા આપે છે ને ચોથાની વાત

સાંભળે છે) મામા તમે વાત કરો હું સાંભળુ છુ

મામા=ભાણેજ સાંભળ હું તને વાત કહુ જે તારો દાદો એક વખત કાશીએ ગયા હતા તે અમારા દાદા પાસે મળવા આવ્યા હતા ને અમારા દાદા પાસેથી તારે દાદે રૂ ૫૦૦) હાથ ઉધારે લીધા છે તે હજી સુધી આપ્યા નથી ને તાર પછી બેઉ મરી ગયા તેનું ખત મારી પાસે છે એ વાત ખરી છે કે જુઠી તેનો જવાબ દે—

મોતીચંદ—મામા વાત ખરી છે તમે રૂ ૫૦૦) માગોને હું સરતના રૂ ૫૦૦) માગુ એટલે આપણે સાભર થઈ રહ્યુ- મામ હવે હું વાત કરૂં છુ ને તમો ચાર જણ સાંભળો ને સર૧ ચારે જણની બેગી રાખો જો હું હારૂ તો તમોને રૂ ૨૦૦૦) આપુ ને તમો હરો તો રૂ ૨૦૦૦) તમો મને આપો—કેમ મામા

ચારેમળીને—હા ભાણેજ ખરી વાત છે પણ હવે તું મોતીચંદ.

મોતીચંદ=મામા હું નનો હતો ત્યારે મારા દાદાએ મારૂ વેવીસાલ ચાર ઠેકાણે કરૂં ને પાછો હું મોટો થયો એટલે મને પરણાવ્યો, ને થોડા દીવસ થયા કે દાદો મરી ગયા છે, ઘરમાંથી મારી મા

છે ) ભાઈ આપણને એ ઠગી ગઓ પણ એ
ને ઘેર જશું ત્યારે વાત.

## પ્રવેસ શાતમો

સ્થળ માતીચંદનું ઘર.

( મોતીચંદ ઘરમાં દાખલ થાય છે ને તેની સ્ત્રી ઘરમાં બેઠી છે)

મોતીચંદ—કેમ આમા ખુશીમાં છે કે.

સ્ત્રી—આવો પ્રાણનાથ તમે ફરી કરીને આવ્યા કે નહીં.

મોતીચંદ—પ્યારી કામ ફતે કરીને આવ્યો છું પણ મને
થોડી ધારતી રહે છે કે જેને ઠગીને આવ્યો છું
તે આપણે ઘેર થોડા દીવસમાં આવશે માટે તા
રે હુંશીઆરી રાખવી.

સ્ત્રી—સ્વામી નાથ કાંઈ ચીતા કરવી નહીં તમ કહેશા તે
પ્રમાણે કરીશ.

મોતીચંદ—પ્યારી એ આવશે તો ખરા પણ તેનાથી આ
ગળ આપણે કાંઈ તજવીજ કરીએ તો ઠીક.હા
એક વિચાર મારા ધ્યાનમાં આવે તેમ કરીએ
પ્યારી સાંભળ એક લુગડાની સ્ત્રી બનાવીને ત
ને દાગીના ને લુંગડાં પહેરાવીને રસોડામાં બેસા
રીએ તેનુંને એક કોઠીમાં બેસારી પછી
મારી રમત તું જોયા કર જેનો દારી હું એને મા
મા કહી બોલાવું છું તારે એની લાજ કાઢવી હો

સ્ત્રી--સ્વામીનાથ તમે કહ્યું તે પ્રમાણે સર્વે તૈયારી કર રાખ્યું છે એ વાતની કંઈ ચીંતા કરવી નહીં.

મોતીચંદ--ઠીક છે પ્યારી તું હવે રસોઈ તઈઆર કરવા માંડ એ ચારે ઠગ હમણાં આવવા જોઈએ ને આવેકે તું પોતે રસોઈ કરીને કોઠીની અંદર કપડાં તથા દાગીના પહેરીને બેસજે—

(ચારે ઠગ મોતીચંદને ત્યાં દાખલ થાય છે ને મોતીચંદ બેઠા છે)

ચારેમળીને—ભાણેજ બાપુ રામ રામ છે જોતો ખુશીમાં.

મોતીચંદ--એ મામા રામ રામ છે આવો આવો ઠીક થયું મારીબ ભાણેજ ઉપર મહેરબાની તો કરી તે ઠીક થયું મામા બેસો થાકી ગયા હશો હશો પાણી પીશો મામા—

ચારેમળીને=ભાણેજ થાકીતો બહુ ગયા છીએ ને ભુખ પણ લાગી છે માટે લાવ પાણી પીએ પણ જમવાની તજવીજ જલદી કરવી જોઈએ.

મોતીચંદ--મામા હમણાં રસોઈ તૈયાર થાય છે (પોતાની સ્ત્રીને કહે છે) અલી મારા મામા આવ્યા છે માટે રસોઈ જલદી કરવા લાગ ઉઠ ઉભી થા. અરે રાંડ બોલતી કેમ નથી ઉઠેછે કે નહીં જો તારૂ મોત કેમ બોલે છે આ ધોકા મારીશ કે તારો જીવ કાઢી નાંખીશ (ધોકો મારીને આડી પાડી

નાખે છે) એ રાંડ એ હવે તું રીસા માં.

આરેમળાને—ભાણેજ આવી રીસ બાઈ ઉપર કરવી હોય કે
ધી બાઈડી રસોઈને વાર લગાડે તો શું થાય ભાણ
ભાણેજ તેં બહુ બેહુદું કરયું બાઈડીને મારી નાખી
હવે તેનું શું થશે અમો તારે ઘેર આવ્યા ત્યારે
એવું થયું જે આવડી ખબર હોતતો અમે આવત
નહીં.

મોતીચંદ—મામા તમે કંઈ ચીંતા કરશો નહીં. મારી પાસે
એક મોટો ઈલમ છે હું તો રોજ એ બાઈડીને મા
રી નાંખુ ને જીવતી પણ કરૂં તમો હવે નજર
રાખજો કે શું થાયછે (મોતીચંદ બીજો ધોકો હા
થમાં લઈને ઘરમાં કોઠી હતી તેમાં જઈ મારે છે કે
એક સ્ત્રી નીકળે છે તેને કહેછે પ્યારી મારા મા
મા આવ્યા છે માટે તું રસોઈ તૈયાર કરવા લાગ

સ્ત્રી—બહુ સારૂ સ્વામીનાથ હમણાં તૈયાર કરી લાવું છું ત
મે બેસો બે ઘડી.

આરેમળાને— વાહ વાહ ભાણેજ તારી પાસેતો બહુજ સારો
હુનર છે કેવી રીતે તેં સ્ત્રી પેદા કરી (એક બી
જાને કહેવા લાગે છે કે જો આ ધોકો દેતો
ઠીક નહીંતો ચોરી લેશો પણ પહેલા એની પાસે
માગી જોયે.) તો રંગ છે ભાણેજ પાસે આવ
ડી એક વાત સાંભળ અમને એ ધોકો દેતો [illegible]

કે અમારે પણ ઘરનું ઘણું દુખ છે!

મોતીચંદ—મામા તમે વાત કહી તે ખરી પણ ઘોડા વીશે મને કહેવું નહીં બીજું જે કહેશો તે કબુલ કરીશ પણ એ વાત બોલશો નહીં

ચારે મળીને—ભાણેજ તારૂં કહેવું ખરૂં છે પણ ઘોડો અમારે રાખવો નથી થોડાક દીવસમાં પાછો મોકલાવી દેશું એટું કહેવા તો ભાણેજના સમ.

મોતીચંદ—મામા તમે કહ્યું એટલે ના પાડી શકતો નથી. પણ પાછો તરત મોકલાવજો

ચારેમળીને—ભાણેજ એ વાતની તારે કાંઈ ચીંતા કરવી નહીં અમો તારો ઘોડો પંદર દીવસમાં પાછો મોકલી દેશું કાંઈ ભાણેજનો માલ રાખીએ કે ભાણેજને ઉલટું દઈએ ભાણેજ હવે અમે રજા લઈએ છીએ.

મોતીચંદ—હા આવજો મામા પણ ઘોડો તરત મોકલજો (પોતાની બાયડીને) પ્યારી ઘોડો તો એને દીધો છે પણ થોડાક દીવસમાં પાછો આવશે ને ઘેર પોંચશે કે તરતજ મારા મામા બાયડી વીનાના થઇ રહેશે, પણ હવે તું સાંભળને કે બાયડી વીનાની તું થઇ રહે નહીં માટે હોશીઆરીથી રહેવું.

## પ્રવેસ ૮ મો.

સ્થળ રસ્તો.

( મારે બાઇઓ વિચાર કરે છે ને ઘોડો પેલા મોટા બાઇને દેવો એવો ઠરાવ કરે છે. )

મેપો—બાઇ તમો સઉ સઉને ઘેર જાઓ તો હું આજે ઘોડાનો ચમતકાર તપાશી જોઉ.

ત્રણેમળીને—હા બાઇ અમ ઘેર જઇએ છીએ ને તારી પાસે કાલે ઘોડો લેવા ઘેર આવશું.

મેપો—ઘેર આવશો નહીં ને કાલે આજ ઠેકાણે સવારના દશ વાગે મળજો ને હવે હું મારે ઘેર જાઉછુ.

---

## પ્રવેસ ૯ મો.

સ્થળ મેપાનુ ઘર.

( મેપો દાખલ થઇને તેની બાઇને હાક દેછે. )

મેપો—અલી ઝટ રશોઇ કર મને ભુખ લાગી છે.

બાઇ—નહીં કરૂં રશોઇ ભુખ લાગી હોય તો હાથે રાંધીએ કાંઇ મને વેચાતી લધી નથી.

મેપો—રાંડ સામું બોલેછુકે હું તને મારી નાંખીસ, નહીં તો કર રશોઇ ઝટઝટ તૈયાર કર નહીં કરેતો તારો જીવ જશે.

બાઇ—મારૂં મારૂં તું શું મારતે. હતે. તારાથી.

મેપો—રાંડ મારાં સામું બોલે છે કે રાખ સવાદ ( એમકહ

મ ધોકેથી મારી નાંખે છે ને પછે ઘરમાં કોઠી
ઓ સરવે ભાગી નાંખે છે ને ક્રોધથી નીકળતું નથી
એટલે રોવા માંડયું. ને પછે પોતાની સ્ત્રી પાશે
જઇને બોલાવે છે અલી ઉઠ ઉઠ મારા સમ—ઓ
અલી બોલને અરે અલી તુ મરી ગઇ—ઓ મારા
બાપરે— ભાગ્યેજે તો નખોદ કાઢી નાંખ્યું પણ
હમણાં મારે બોલવું નહીં ને વાત છાની રાખ્યું ન
હીકર મારા બીજા ભાઇને ખબર પડશે તો કોઇ
મારશે નહીં ને હું એકલો વાંઢો થઇ રહીશ—માટે
ધોકો મારા બીજા ભાઇની વહુને માર એટલે ઠી
ક થાય ( જેવી રીતે મપાની સ્ત્રી મરી ગઇ એ
વી રીતે ચારે ભાઇની સ્ત્રીઓ પણ એવી રાતે
મરણ પામી. )

---

## પ્રવેસ દસમો

### રથળ રસ્તો.

( મપો, આપો: ખુંપાણ, સોઢો એ ચારે દાખલ થાયછે )

સોઢો = મપા તેં જો અમને કહ્યું હોતતો આમ થાત નહીં.
પણ ખરો દગો તો તારામાંજ છે, ખુંપાણ હવે
એ વાત મુકી દ્દોને શું કરવું છે.

આપો = મોટા ભાઇઓ હું કહું ને તમારા ગાનમાં આ
વશે મારો વિચાર તો એવો છે કે આપણે પારે મગા

ને એને ઘેર જાઈએ ને ભાણેજને મારીને માલ તથા એની સ્ત્રી લઈ આપણે ઘેર આવીએ તો તમારી ધ્યાન ગોઠેતો.

મપો—સોઢા, ખુમાણું, આ જે કહે છે તે વાત ઠીક છે. મારા ધ્યાનમાં એજ વાત છે માટે ચાલો આપણે ચારે જણ જાઈએ.

# પ્રવેસ ૧૧ મો

સ્થળ મોતીચંદનું ઘર.

મોતીચંદ—પ્યારી મને વિચાર થાય છે કે આજ ચાર જણ આપણે ઘેર આવશે માટે હું આ કોઠીમાં પેશું છું ને એ તો આવેતો તું ઢાંગ કરીને રોવા બેસજે ને તુને કોઈ પુછેતો એમ કહેવું કે એ તો ત્રણ દીવસ થયા મરી ગયાં છે. એમ તારે બોલવું. ( એમ વાત કરે છે તેવામાં છેટેથી આવતા જોઈને ) પ્યારી હું સંતાઈ જાઊંછુ ને રોવા બેશી જાજે.

ચંબળવહુ—સ્વામીનાથ તમ કહ્યું તેમ કરૂં છું. ( મોતીચંદ સંતાઈ જાય છે ને મોતીચંદની સ્ત્રી રોવા બેસે છે ને ચાર ઠગ દાખલ થાય છે ને ભાણેજની વહુને પુછે છે. )

—❧—

## લક્ષીત છંદ.

અરરર હાયરે, પ્રાણ જાયરે; સુખ સદા ગયું. હાય હાયરે
કર્મ ફુટીયું શું અરે થયું, સુખ હમારૂં સર્વ ગયું.
ભવ ફુટી પડયો, ભાર દુખનો; નીસં ગલી ગઇ દી સુખનો
તજી ગયા કહો. કોણ આશરે; અવર કોણનો, છે વિશ્વાસરે
કેમ હવે કરૂં. કંથને મળું અરરર કંથડા વિયોગથી બળું.
નથીજ માહરૂં. કોઇ આ ઠામરે; અરરર પ્રભુ છે- તારૂ નામરે

ચારેમળીને=કેમ વહુ તમે રૂઓછો, અમારા ભાણેજ કયાંછે

મંચળવહુ—તમારો ભાણેજ ત્રણ દીવસ થયાં મરી ગયા છે, ને આ કોઠીમાં પડયા છે કોણ એને બાળવા સારૂ લઇ જાય કોના પેટમાં બળે માટે ઠીક થયું તમે આવ્યા તો તમે બાળવા લઇ જાઓ.

ચારેમળીને—વહુબા દીકરા કંઇ ફીકર કરવી નહીં હમણા અમે તાંથી બહાર લઇ જઇ અગની શર્ગ કરીશું (ઘરમાંથી ચારે જણા કોઠી ઉપાડી લઇ જાય છે)

---

## પ્રવેસ ૧૨મો.

સ્થળ જંગલ

ચારે જણા કોઠી ઉપાડીને ગાતા ગાતા દાખલ થા ય છે )

### દાહરો.

(ચાલો ચાલો આજો આજ—એ રાહ)

ચાલો કોઠી ઉપાડી લઈ, જઇ કુવેમે નાખી દઈ;
જુવાપછીલુંટીએ માલ, કેવા કરવાછે આપણા હાલ. ચાલો
મેપો—કેમ ભાઇઓ હવે કોઠી ઉતારો હવે આપણે થાકા
ગયા છીએ માટે વીસામાતો ખાઇએ.
ચારેમળીને=હા ઠીક છે (વસામો ખાશો (કોઠી ઉતારીને
ચારે જણ વીસામો ખાવા બેઠા તેવામાં ઊંઘી જા
ય છે ને તેવામાં બે પારધી કાકો ને ભત્રીજો
દાખલ થાય છે ને બેઉ જણ ગાયન ગાય છે.)

## ગાયન.

પારધી=હાર દીલીજો દીવાનરે—ચોરાનો ચોપટીઓરે
મને હોકો વાલો લાગે, ભાઇ ભાઇ હોકો વાલો લાગે
હાંરે વહુને તુ વોળાવી દીધાં, આવ્યો હતો આડો
ખાધા પીધાનીતો વાત ન કરી. બેઠા હોકો તાણીરે. મને
ચલમતો ચતુરાઈ કરે ને, હોકો હરની કાયા;
ખલાચીમાં હાથ ધાલે, જાણે ગંગાજીમાં નાયાંરે. મને
ભત્રીજો—કાકા ભુખ લાગી છે મને ખાંવાને તુ દે કાકા શી
કાર કરવાની ઉતાવળ હોય ત્યારે ચાલો આજ
શીકાર હાથ કરી લો કાકા તે કાકીનેમારી શીકા
ર આપજે.
મ...ીઓ=મારે નથી પરણવુંરે મારે નથી પરણવું મને તમે

શુ કામ બાંધી લઇ જાઓ છો

પારધી—અલ્યા છોકરા આ કુંણ બોલતો છે જે મારે ન થી પરણવુંરે મારે નથી પરણવું જોતો ખરો માણસ છે કે ભુત છે.

બત્રીજો =(કોઠી પાસે આવીને) અલ્યા તુ રાડુ શુ કરવા પાડતો હતો તારે કાંઇ દુખ છે

મોતીચંદ—મારે દુખતો કાંઇ નથી પણ મને આ ચાર જણ બાંધીને એને ઘેર લઇ જાય છે. તે મારા સસરા થાય છે ને મને ગર ગરણું કરવાનુ કેછે, પણ મારે પરણવુ નથી.

બત્રીજો =ગાંડો મને તારી કોઠીમાં બેસવા દે હું પરણવા બહુ ખુશી છું

મોતીચંદ—લે હું તને બાંધી મુકુ છું ને તું સુઇ રેજે કાંઇ બોલીશ નહીં ને હું જાઉ છું ને કાંઇ બોલીશ નહિ (મોતીચંદ જાય છે ને કોઠી કુવામાં નાંખી દે છે

મપો—અરે ખુમાણ એ સોઢા, આલા ઉઠો ઉઠો આપણે સુઇ રહ્યાં ને હવે કોઠી કુવામાં નાંખો ચાલો ભાઇઓ આપણે બાણેજને ઘેર જઇને માલ સરવે લઇને તેની સ્ત્રીને લઇ જઇએ (ચાર જણ જાય છે

## પ્રવેસ તેરમો.

સ્થળ મહેલ.

( મોતીચંદ તેની સ્ત્રીને મળીને. )

મોતીચંદ--કેમ પ્યારી છોતો ખુશીમાં?

ચંગળવહુ—સ્વામીનાથ આપ ખુશીમાં છોને પણ તમને એ ચારે જણ ક્યાં લઈ ગયા હતા તે વાત મને કહો.

મોતીચંદ=આ વખત મને કાંઇ પુછવું નહીં ને તેનો જવાબ હું પછે તને દઈશ ને તારી બેનને આપણે ઘેર તેડી લાવ તમો બેઉ જણ દાગીના લુગડાં સારાં ઘરેણાં પેરી મારી પાશે બેશો.

ચંગળવહુ=બહુ સારૂં પ્રાણનાથ અમે તૈયાર છીએ.

મોતીચંદ--ત્યારે બેશો આ કોચ ઉપર ( મોતીચંદ વચમાં બેઠા છે ને ચાર બાજુથી ખાંગ્યો વા નાંખેછે ને ચારે જણ દાખલ થઈ વીચાર કરે છે. )

મેપો ખુમાણ આ વાત કેવી કે આપણે એને કુવામાં નાંખી દીધોને આપણા ગાર આવીને બેઠા એ કેવો ચમત્કાર.

સોઢો=ભાઈઓ હવે સરવે પંચાત છોડી દો.

આલો--ચાલો હવે મળીને વાત ચીતતો કરીએ."

મોતીચંદ-આવો મામા રામ રામ છે શુ વિચાર કરો છો

ચારેમળીને—ભાણેજ વિચાર કાંઈએ કરતા નથી પણ અમને સપનુ થયું કે શું થોડી વખત ઉપરતો અમે કુવામાં નાંખ્યાતો ને એટલી વારમાંતો તું આવીને બેઠો તો અમને વીચાર થાય છે.

મોતીચંદ—મામા એ વાતનો વીચાર મુકી દો ને એ ખરી વાત છે તમે મને કુવામાં નાખી દીધો ને હું પાણીમાં પડ્યો કે મને એક સ્ત્રીએ પકડી લીધો એટલે મનેતો મઝા થઈ પણ મામા કુવાની શી વાત કહું શું કુવાંમાં પૈસો પડ્યો છે ને બાયડીનો તો કાંઈ પારજ નથી હુંતો એક બાઇડી લાવ્યો છું ને પૈસો થોડો ઘણો લાવ્યો છું

ચારેજણ ભણીને=એક વખત મેહેરબાની કરીને તેડી જાને તુ કહે તેમ કરશું

મોતીચંદ--મામા હું કાંઈપણ કહું તે પ્રમાણે કરશો તો તમે ફાવશો ઉતાવળા થાશોતો કંઈ ફાવશો નહીં

ચારેજણ—ભાણેજ તું જેમ કહેશે તેમ કરશું કાંઇ અડચણ નહીં માટે હવે ચાલો મામા મારી સાથે (સર્વ જાય છે.)

## પ્રવેસ ૧૪ મો.

### સ્થળ-જંગલ.

(સરવે મળીને કુવા પાસે આવે છે)

મોતીચંદ—મામા તમે હવે લુગડાં પહેર્યાં છે તે ઉતારો ને એક લુગડું પેહેરી રાખો

ચારેજણ=ભાણેજ લુગડાં ઉતાર્યાં હવે શું કરીએ.

મોતીચંદ—મામા તમે હવે એક પછવાડે એક આ કુવા

માં પડ્યા ને હું બહાર ઉભો છું ને કુવામાં ગયા પછી કાંઈ કજીઓ કરશો નહીં ને એક એક આ નો હાથ પકડજો ને પૈસો જોઈએ એટલો લઈ તરત આવજો-

(ચારે જણને કુવામાં નાંખી તેનાં લુગડાં લઈને ઘેર આવે છે) મામા રામ રામ છે, હવે કોઈની બીક નથી

## બેત.

ચાર ધુતારાને ઠગીને આવ્યો
થયો સવાયો ઠગ
ઉંદરડા જેમ લાડુ ખાઇ ગયા
તેમ હુરખાઇને લઈ ગયા બગ.

એ શારસ તમામ હુવા

# જાહેર ખબર.



ભાવનગર મધ્યે વોરા અબદુલ હુશેન આદમજીની દુકાનેથી ઉરદુ ફારસી ગુજરાતી તથા ડીવાની તમામ જાતની નાટકની ચોપડીઓ કીફાયત ભાવે મળશે. ઠેકાણું. ભાવનગર કન્યા શાળા પાશે.

મુંબઈમાં. મેતા જમનાદાસ ભગવાન દાસની કુંપની પાશેથી.

સુરતમાં. મેતાજી નગીનદાસ ફકીરભાઈ કાશીદાસ સગરામપરે,

ઉમરગામમાં. ઠા. નાથાભાઈ જેનમાળીદાસ પાશેથી.

ધરમપુરમાં. ઠા મણીરામ કુબેરદાસ પાશેથી.

શીહોરમાં. સા પ્રેમચંદ હરખચંદની પાશેથી.

કચ્છસુથરી. ખુ. પીતાંબર હીરજી પાશેથી.

અમદાવાદમાં. મહાદેવ રામચંદ પાશેથી તથા શોના રૂપાના ગીલીટ કરનાર સા. મોહનલાલ મનસુખરામની દુકાનેથી મળશે.

સહી માણેકલાલ નાથાભાઈ
ભાવનગર બંદર.